# હિંદુસ્તાનની ભૂગોળનું તારણ.

## ચોથા ધોરણના વિદ્યાર્થીઓને સારૂ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**દામજી મકનદાસ.**

કપોળ નીતિ વર્ધકના મેનેજર.

સિહોર.

આવૃત્તિ પેહેલી.



અમદાવાદ

આર્યોદય પ્રેસ.



સંવત ૧૯૪૧—સન ૧૮૮૫







કીમત રૂ.૦-૩-૬

# હિંદુસ્તાનની ભૂગોળનું તારણ.

## ચોથા ધોરણના વિદ્યાર્થીઓને સારૂ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**દામજી મકનદાસ.**

કપોળ નીતિ વર્ધકના મેનેજર.

સિહોર.

આવૃતિ પેહેલી.



અમદાવાદ

આર્યોદય પ્રેસ.



સંવત ૧૯૪૧—સન ૧૮૮૫



કીમત રૂ.૦-૩-૬

મેહેરબાન સાહેબો.—

આ મારો પહેલો પ્રયાસ છે, જેથી કોઇ કોઇ ઠેકાણે ભૂલ થઇ હોય તો તે સુધારીને વાંચવા સદગૃહસ્થોને વિનતિ કરૂં છું. તા૦ ૧૯-૫-૮૫

દામજી મકનદાસ

સિહોર,

તાબે ભાવનગર.

૨૪૫૪

# હિંદુસ્તાનની ભૂગોળનું તારણ.

## મદ્રાસ ઈલાકો.

**સીમા**—ઉત્તરે નીઝામનું રાજ્ય, મધ્ય પ્રાંતો, મુંબાઇ ઇલાકો, તથા બંગાળાનો થોડો ભાગ. દક્ષિણે હિંદી મહાસાગર પૂર્વે બંગાળાનો ઉપસાગર. અને પશ્ચિમે આ- આરબી સમુદ્ર, અને નિજામના રાજ્યનો થોડો ભાગ.

**વિભાગ**—ઉત્તરસરકાર, કર્ણાટક, અને મલબાર.

**પર્વત**—નિલગીરી, પૂર્વઘાટ, પશ્ચિમઘાટ અથવા સિંહાદ્રી, અને પોલચી.

**નદીઓ**—ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, પન્નેર, પન્નાર. ને પુલાર.

**ગોદાવરી**—એ ૮૯૦ મૈલ લાંબી ને ત્રંબકના ટેકરામાંથી નીકળી અગ્નિ ખૂણા તરફ વહી બંગાળાના ઉપસાગરને મળે છે. તે ઉપરનાં શેહેરો નાશિક, પૈઠણ, નાંદેડ, નિર્મળ, ચિતુર, રાજમેહેંદ્રી, ધવળેશ્વર, અને યાનાન,**ફાંટા** માંજરા, પેનગંગા, વરધા અને વાઈનગંગા.

**કૃષ્ણા**—એ ૮૦૫ મૈલ લાંબી મહાબળેશ્વરની ટેકરીમાંથી નીકળી પૂર્વ તથા દક્ષિણ દિશા ભણી વહી બંગાળાના ઉપસાગરને મળેછે. તે ઉપરનાં શેહેરો સતારા, જમખંડી, રાયચુર, કર્નુલ, ને ગંતુર. **ફાંટા** ભીમા, તુંગભદ્રા. વારણા અને મુસી.

**કાવેરી**—૪૭૦ મૈલ લાંબી પશ્ચિમ ઘાટમાંથી ઉત્પન્ન થઈ પૂર્વે બંગાળાના ઉપસાગરને મળેછે. તે ઉપરનાં શેહેરો મ્હૈસુર, શ્રીરંગપટ્ટણ, તંજાવર, ત્રીચીનાપલ્લી.

**પન્નાર**—એ નંદીદુર્ગના પર્વતમાંથી નીકળી ઉત્તર તથા પૂર્વે તરફ વહી બંગાળાના ઉપસાગરને મળે છે. તે

ઉપરનાં શેહેરો નેલુર.

**પુલાર**—તે મ્હેસુરના રાજ્યમાંથી ઉત્પન્ન થઇ પૂર્વ દિશા ભણી વહી બંગાળાના ઉપસાગરને મળેછે. તે ઉપરનાં શેહેરો—વેલુર, અર્કાટ, કાંચીવરમ, ચેંગલપટ્ટણ.

**સરોવર**—પાલીકટ, કોલર અને ચિલ્કા.

**હવા ખાવાનાં ઠેકાણાં**-નિલગીરી, ઉત્તકમંડ, અને ડીંડીંગલ.

**દેશી રાજ્ય**—મ્હેસુર, ત્રાવણકોર, કોચીન, અને પુદુકોટા.

**મુખ્ય શેહેરો.**

**મદ્રાસ**—એ આખા મદ્રાસ ઇલાકાની રાજધાની છે. તેમાં મદ્રાસી નામનું કાપડ થાયછે, ત્યાં મદ્રાસ ઈલાકાનો ગવર્નર રહેછે, ને આખા ઈલાકાની રાજધાનીનું શેહેર છે.

**ત્રિચીનાપલ્લી**—મદ્રાસ ઇલાકામાં માત્ર મદ્રાસથી નાનું છે ને તે કાવેરી નદી ઉપરછે ત્યાં ઇંગ્રેજી તંબાકુની બીડીઓ, લોઢાનો સામાન ને ઘરેણાં થાય છે.

**ગંતુર**—એ કૃષ્ણા નદી ઉપરછે.

**મચ્છલીપટ્ટણ**—એ કૃષ્ણા નદીના મુખ આગળ છીંટ અને મલમલને માટે જાણીતુંછે, તે ઊત્તર સરકાર પ્રાંતમાં મોટું શેહેરછે.

**રાજમેહેંદ્રી**—ગોદાવરી નદી ઊપર રેશમી તથા બીજાં કાપડને માટે જાણીતું છે.

**વિશાગાપટણ**—એ પૂર્વ કાંઠે બંદરછે.

**વિજયનગર**—એ કર્ણાટક પ્રાંતમાં સૌથી પ્રખ્યાત દેશી રાજ હતું પણ હાલ તે ઇંગ્રેજ સરકારને તાબેછે.

**વેળુર**—પુલાર નદી ઉપર બંડને માટે જાણીતુંછે.

**અર્કાટ**—એ પેહેલાં કર્ણાટકના નવાબની રાજધાની હતું પણ હાલ તે ઇંગ્રેજ સરકારને તાબેછે.

કોઇમતુર—એમાં તંબાકુ ને રૂ થાયછે.

પોંદીચેરી—એ ફ્રેંચ લોકોને તાબેછે અને તે ફ્રેંચના બીજાં બધાં શેહેરો કરતાં મોટુંછે, તેમાં ફ્રેંચનો ગવર્નર રહે છે. એ પૂર્વકાંઠે બંદરછે.

નેલુર—એ પન્નાર નદીના મુખ આગળ પૂર્વ કાંઠે બંદરછે.

કારીકલ—એ ફ્રેંચ લોકોને તાબેછે, ને પૂર્વકાંઠે બંદરછે.

એલુર—એ કોલર સરોવર ઉપર છે તેની પાસે માલવેરી નામની જગ્યા આગળ હીરા મળેછે.

રામેશ્વર—એ હિંદુનાં ચાર મોટામાં મોટાં તીર્થમાંનું એક છે ને ત્યાં રામનાથ મહાદેવછે તે રામચંદ્રજીએ બેસાડેલા કહેછે.

ત્રાંકવીબાર—એ પેહેલાં ડેન્માર્કના રાજાને તાબે હતું પણ તે સને ૧૮૪૫માં ઇંગ્રેજે વેચાતું રાખ્યું.

તંજાવર—એ પેહેલાં દેશી રાજ્ય હતું, ત્યાંના હિંદુઓનાં દેવળની બાંધણી વખણાય છે.

ચિતુર—એ પલારની શાખા ઉપરછે. તથા તેની પાસે તિર્થની જગ્યા છે.

કાંચીવરમ—એ હિંદુઓનું ધર્મનું ઠેકાણું છે.

મધુરા—એ જુનામાં જુનું શેહેરછે ને તે સને ૧૭૯૨ માં ટીપુ પાસેથી લીધું.

સેલમ—એ પન્નાર નદી ઉપર સુતરાઉ તથા રેશમી કાપડને માટે જાણીતું છે તે સને ૧૭૯૨માં ટીપુ પાસેથી મળ્યું છે.

ડીંડીગલ—મધુરાની ઉત્તરે હવાખાવાને માટે જાણીતુંછે.

તીણવલ્લી—એ મદ્રાસ ઇલાકામાં દક્ષિણે તામ્રપર્ણી નદી ઊપરછે તેમાં દક્ષિણ કાશી નામની તીર્થની જગ્યાછે તથા હિંદુઓનાં દેવળ છે.

**તુતુકુડી**—એ પૂર્વકાંઠે મોટું બંદરછે ને તેની પાસેના દરિયામાં મોતી પાકેછે.

**યાનાન**—ગોદાવરી નદી ઉપર ફ્રેંચ લોકનું સંસ્થાન છે.

**કર્નુલ**—એ તુંગભદ્રા નદી ઉપર પઠાણ સંસ્થાનની રાજ્યધાની હતું પણ તે સને ૧૮૩૮ની સાલમાં ઇંગ્રેજે જીતી લીધું છે.

**બલ્લારી**—એ ડુંગરી કિલ્લોછે ને તે જીલ્લાનું રૂ ઘણું વખણાયછે.

**કાલીકટ**—એ પશ્ચિમ કાંઠે બંદરછે.

**બેપુર**—એ પશ્ચિમકાંઠે બંદર ને રેલવે સ્ટેશન છે.

**કડપા**—પન્નાર નદી ઉપર છે.

**માહી**—એ બંદર ફ્રેંચ લોકોને તાબેછે ને ત્યાં આગળ નાળિએરીનાં ઝાડ ઘણું થાયછે.

**તલેચેરી**—એમાં એલચી, મરી ને સુખડનો વેપાર થાય છે. તે પશ્ચિમકાંઠે બંદરછે.

**કાનાનુર**—એ પશ્ચિમકાંઠે બંદરછે. ત્યાંના રાજાને તાબે લક્ષદ્વીપના બેટ છે.

**મંગલુર**—એ કાનડાનું વેપારનું ઠેકાણુંછે, ત્યાંની સોપારી વખણાય છે.

**બીજાં શેહેરો**—તિણવલ્લી, અર્કાની, ગુત્તી, કોદાપલ્લી, બેજવાડા, અને દેવીકોટ.

**પેદાશ**—રૂ, ગળી, તલ, દીવેલ, બૂત, ખાંડ, ડાંગર, ચામડાં, ઇમારતી લાકડું, એલચી, મરી, અને સોપારી.

## ૨ મ્હેસુર અને કુર્ગ પ્રાંતો.

**ઉત્તરે**—મદ્રાસઇલાકો અને મુંબઈ ઈલાકો.

**દક્ષિણે**—મદ્રાસ ઇલાકો.

**પૂર્વે**—મદ્રાસ ઇલાકો.

**પશ્ચિમે**—ઉત્તરકાનડા અને મલબાર.

**વિભાગ**—મ્હૈસુર અને કુર્ગપ્રાંત.

**પર્વત**—ત્રણછે, પરંતુ તે નાનાછે ને નંદીદુર્ગ મોટો છે.

**નદીઓ**—તુંગભદ્રા, પન્નેર, પન્નાર, પુલ્લાર ને કાવેરી.

**તુંગભદ્રા**—૪૧૦ મૈલ લાંબી એ પશ્ચિમ ઘાટમાંથી નીકળી તુંગ અને ભદ્રા એ બે નામની નદીઓ શીમુગા આગળ ગળી સાગટું નામ થયુંછે. તે ઉપરનાં શેહેરો હરીહર કરબો, ને બેંગલુર. બાકીની નદીઓનું વર્ણન ઉપર કરેલુંછે, ફાંટા તુંગ અને ભદ્રા.

## મુખ્ય શેહેરો.

**શ્રીરંગપટ્ટણ**—એ કિલ્લાવાળું શેહેર કાવેરી નદીના એક બેટમાંછે ને તે ટીપુનો રાજધાનીનું શેહેર હતું.

**મ્હૈસુર**—એ કાવેરી નદી ઉપર મોટું શેહેરછે ને તેમાં રાજાનો મેહેલ વખાણવા લાયકછે.

**બેંગલુર**—એમાં મ્હૈસુરનો કમીશનર રહે છે ને તે રેલવે સ્ટેશન છે.

**શિમુગા**—એ તુંગભદ્રા નદી ઉપર લડાઇને માટે પ્રખ્યાતછે.

**બીજાં શેહેરો**—હરીહર, ચિત્રદુર્ગ, બેદનુર અથવા નગર, હરીઉર.

**પેદાશ**—મદ્રાસ ઇલાકા પ્રમાણેજ.

**મરકારા**—એ કુર્ગપ્રાંતની રાજધાનીનું શેહેરછે. ત્યાંનો રાજા રૈયત ઉપર બહુ જુલમ કરતો માટે ઇંગ્રેજે તે શેહેર જીત્યું.

## ૩ નિજામ તથા વરાડ.

**ઉત્તરે**—મધ્યપ્રાંત.

**દક્ષિણે**—મદ્રાસ ઇલાકો.

**પૂર્વે**—મધ્યપ્રાંત ને મદ્રાસ ઈલાકાનો ભાગ.

**પશ્ચિમે**—મુંબઇ ઇલાકો.

વિભાગ—હૈદ્રાબાદ અને વરાડ.

નદીઓ—ગોદાવરી, કૃષ્ણા, ભીમા, તુંગભદ્રા, માંજરા, પૈનગંગા અને વર્ધા.

ભીમા—એ ૪૯૧ મૈલ લાંબીછે તે ભીમાશંકર નાગની ટેકરીમાંથી નીકળી રાયચુર આગળ કૃષ્ણાને મળે છે. તે પરનાં શેહેરો પંઢરપુર.

માંજરા—એના ઉપર બેદર અને કૈલાસ.

પેનગંગા—બાલા ઘાટમાંથી નીકળી સિરોંચ્યા આગળ ગોદાવરીને મળેછે. તે પરનાં શેહેરો ઉમર ખેડે અને ચાંદ.

વર્ધા—એ સાતપુડા પર્વતમાંથી નીકળી ગોદાવરીને મળેછે તેપર ઉમરાવતી શેહેરછે.

લશ્કરીકાંપ—જાલના અને સીકંદરબાદ.

## મુખ્ય શેહેરો.

હૈદ્રાબાદ—એ મુશી નદી ઉપર રાજ્યધાનીનું શેહેર છે.

સીકંદરાબાદ—એમાં લશ્કરી છાવણીછે.

ગોવળકોંડા—એ હીરાની ખાણોને માટે પ્રખ્યાતછે. તથા ત્યાં જૂનાં ખંડેરોછે.

બેદર—એ માંજરા નદી ઉપર સોના રૂપાની કારીગરીવાળાં પીતળનાં વાસણને માટે પ્રખ્યાતછે. તથા તેની પાસે કલ્યાણી કરીને નગરી હતી તેમ કહેછે.

જાલના—એ દૂધનાની શાખા ઉપર લશ્કરીકાંપ છે ને તેમાં રૂનાં કારખાનાંછે.

ઔરંગાબાદ—એ દૂધના નદી ઉપર રેશમની જરીઆની અને સુતરાઉ કાપડને માટે જાણીતુંછે. તે શેહેર ઔરંગજેબ બાદશાહે વસાવેલું છે ને તેમાં મસીદ, કબરો વગેરે છે.

દૌલતાબાદ—એનું બીજું નામ દેવગીરી તે રામદેવ રાજાની

રાજધાનીહતુંતેની પાસે ઔરંગજેબની કબરતથારોજાછે.

**વરંગુળ**—એ પેહેલાં તેલગણ રાજાની રાજધાની હતું હાલ તેમાં સરકાર તરફથી રેસીડેન્ટ રહેછે.

**બોલારમ**—એમાં નિજામ સરકારનું લશ્કર રહેછે.

**ઇલુરા**—એમાં જૂદા જૂદા ધર્મનાં દેવળોછે.

**પૈઠણ**—એ પેહેલાં શાલી વાહનની રાજ્યધાની હતું.

**બીજા શેહેરો**—કમમો, અકલકોટ, કલબુર્ગ, રાયચુર, ધનાપુર, ને નળદુર્ગ.

**પેદાશ**—રૂ અને કોયલા.

**ઇલીચપુર**—એ પુર્ણા નદી ઉપરછે ને તેમાં લશ્કરી છાવણી ને નિજામ તાબાનો નવાબ રહેછે.

**ઉમરાવતી**—એ રૂના વેપારનું મથકછે.

## ૪ મધ્ય પ્રાંતો.

**સીમા**—ઉતરે બુદેલખંડ, રેવા ને બંગાળાનો થોડો ભાગ. દક્ષિણે નિજામ ને મદ્રાસ ઇલાકો, પૂર્વે બંગાળાપ્રાંતને મદ્રાસ ઇલાકો. પશ્ચિમે, ભોપાળ, ઇંદુરને બીજા દેશી રાજ્ય.

**પર્વત**—સાતપુડો, વિંધ્યાચળ, ને અમરકંટક એ મોટા છે; તે સિવાય મહાદેવ, પંચમરી, સ્કોની, મંડલો, વિગેરે નાના છે.

**નદીઓ**—નર્મદા, તાપી, મહા, વર્ધા અને વાઇનગંગા.

**નર્મદા**—૮૦૧ મૈલ લાંબી અમરકંટકના પર્વતમાંથી નીકળી પશ્ચિમે ખંભાતના અખાતને મળે છે તે ઉપરનાં શેહેરો જબલપુર, નરસિંગપુર, મંડળેશ્વર અને ભરૂચ.

**તાપી**—૪૫૫ મૈલ લાંબી બૈતુલ પ્રાંતમાંથી નીસરી ખંભાતના અખાતને મળે છે તે ઉપરનાં શેહેરો રાંદેર બુરાનપુર, એદલાબાદ, ને સુરત.

મહા—૫૨૦ મૈલ લાંબી એ બસ્તાર પાસેના ડુંગરમાંથી નીસરી પૂર્વે બંગાળાના ઉપસાગરને મળેછે તે ઉપરનાં શેહેરો કલ્યાણપુર; વાલાસોન, સંબલપુરને કટક.

લશ્કરીકાંપ—કામટી ને સાગર.

મુખ્ય શેહેરો.

નાગપુર—નાગ નદીને કાંઠે ભરત તથા ધોતીજોડા, છીટ, પાઘડીઓ, સાડીયોને કીનખાબ માટે વખણાયછે.

કામટી—એ નાગપુરથી બાર મૈલને અંતરે લશ્કરીકાંપ છે ને તે કના નદી પરછે.

હીંગણઘાટ—એ વર્ધાની શાખા પર છે અને રૂના વેપારનું ઠેકાણું છે.

છીંદવાડા—ત્યાંની હવા સારીછે.

સંબલપુર—મહા નદી ઉપર ચોખા, ઘઊં, શેરડીને હીરાને માટે જાણીતુંછે.

જબલપુર—એ નર્મદા નદી ઉપર તંબુને માટે પ્રખ્યાત છે એ તંબુ ઠગ લોકો વણે છે ને તેની પાસે આરસપહાણના ડુંગરોછે.

બુરાનપુર—તાપી નદી ઉપર છે તેમાં પેહેલાં મલમલ ને રેશમી બુટાદાર કાપડ થતું હતું, હાલ તે શેહેરમાં શેલાં વખણાય છે.

આશીરગઢ—એ ડુંગરી કિલ્લોછે ને તે ઇંગ્રેજ સરકારને સન ૧૮૧૯માં મળ્યો.

સાગર—એ સરોવર ઉપરછે ને ત્યાં લશ્કરી કાંપછે.

ભંડારા—તેનું ભરતકામ ને ધોતી જોટા વખણાયછે.

ચંદા—એની પાસે કોયલાની તથા લોઢાની ખાણોછે.

બીજાં શેહેરો રતનપુર,વિલાસપુર, બસ્તાર ને ખંડવા વિગેરે.

પેદાશ—સાગ, ઘઊં, શેરડી, રૂ, તલ, દીવેલ, અફીણ, ચા-

મડાં, દેશીકાપડ, કોયલા અને ચુનાના પથ્થર.

**વિશેષહકીકત**—આ પ્રાંતનો રાજા સને ૧૮૫૩ માં આ પુત્ર મરણ પામ્યો. માટે ઈંગ્રેજે તે પ્રાંત લઈ લીધોછે ને હાલ તેની દેખરેખ રાખવા માટે ચીફ કમીશનર નીમ્યોછે.

## ૫ મધ્યહિંદ એજન્સી.

**સીમા**—ઉત્તરે રજપૂસ્તાન અને વાયવ્ય પ્રાંત. દક્ષિણે ખાનદેશ ને મધ્યપ્રાંત, પૂર્વે વાયવ્ય પ્રાંત ને બંગાળા ઇલાકો, અને પશ્ચિમે રજપૂતસ્તાન અને ગુજરાત.

**વિભાગ**—ગ્વાલીયર, માળવા, બુદેલખંડ અને રેવા.

### ગ્વાલીયર અને માળવા.

**પર્વત**—વિંધ્યાચળ.

**નદીઓ**—ચંબળ, સિંધ, બતવા, અને ક્ષીપ્રા.

**ચંબળા**—એ યમુનાની શાખાછે; તે ઉપરનાં શેહેરો રાનગોર, શીવપુર, કોટા, ને રામપુર.

**બતવા**—વિંધ્યાચળમાંથી નીકળી કાલ્પી આગળ જમના નદીને મળેછે તે ઉપરનાં શેહેરો ભોપાળ, જાલવણ. વગેરે શેહેરોછે.

**ક્ષીપ્રા**—એની ઉપર ઉજ્જન શેહેરછે.

**લશ્કરીકાંપ**—માહુર અને નીમચ.

**દેશીરાજ**—ત્રણછે તેનાં નામ સિંધીયાનું, ભોપાળનું અને હોલકારનું.

### મુખ્ય શેહેરો.

**ગ્વાલીયર**—સુબનરેકા નદી ઉપર સિંધીયાની રાજધાનીછે ને તેની પાસે એક ડુંગરી કિલ્લો છે તથા તેની પાસે મહારાજપુર અને પનીઆરની મોટી લડાઇઓને માટે પ્રખ્યાત જગાઓછે.

**મોરાર**—એ ઇંગ્રેજી શેહેરછે.

**લસ્કર**—ગ્વાલીયર પાસે નવું વસેલું ગામછે.

**મંદેશ્વર**—ચંબળની શાખા પર છે ને ત્યાં હુમાયુંએ મુજફ્ફરને હરાવ્યો હતો.

**ઉજ્જન**—ક્ષીપ્રા નદીપર, પરદુઃખભંજન વિક્રમ રાજાની રાજધાનીનું શેહેરછે ને તે હિંદુ લોકોના ધર્મને માટે જાણીતું છે.

**નિમચ**—એ રેલવેસ્ટેશનછે ને ત્યાં લશ્કરી કાંપછે.

**ઇંદુર**—એ ક્ષીપ્રા નદીના કાંઠા ઉપર હોલકરની રાજધાનીનું શેહેરછે.

**માંડુ**—એ પેહેલાં ધારની રાજધાની હતું ને તે કિલ્લાવાળું શેહેરછે ને તેમાં પોલિટીકલએજંટ રહેછે.

**ધાર**—એ દાનેશ્વરી ભોજ રાજાની રાજધાનીનું શેહેર હતું.

**ભોપાળ**—એ ભોપાળની બેગમની રાજધાનીનું શેહેરછે.

**રતલામ**—એ આખા હિંદુસ્તાનમાં અફીણને માટે પ્રખ્યાતછે

**માહુર**—ઇંદુરની નૈઋત્ય ખુણમાં લશ્કરી કાંપ છે.

**શીહુર**—એ ભોપાળના રાજમાંછે, ને ત્યાં આસિસ્ટંટ પોલિટીકલ એજંટ રહેછે.

**બિરસીયા**—એ ઇંગ્રેજી મુલકની રાજધાની છે.

**મંડળેશ્વર**—એ નર્મદા નદીપર મોટું શેહેરછે.

**બીજાં શેહેરો**—જાવડા, જાંબુઆ, આમજેરા, નરવર, ગીરવાડી ને દેવાસ.

**પેદાશ**—અફીણ, ઘઉં, તંબાકુ અને માળવી બળદ.

## બુંદેલખંડ અને રેવા.

**પર્વત**—કેમોરૂન અને ચિત્રકોટ.

**નદીઓ**—સોણ, બતવા, ને કેન.

## મુખ્ય શેહેરો.

**ઝાંસી**—એમાં રાણી રાજ કરતી પણ સન ૧૮૫૭ના બંડવામાં ભળી તેથી. તેનું રાજ લઇ લીધું.

**દત્યા**—એ દેશી રાજ્યછે તેમાં એક સુંદર મેહેલ તથા દેરાસનનાં દેવળો છે.

**પન્ના**—હીરાની ખાણોને માટે પ્રખ્યાતછે. ને એ હીરા જરાણા પરણાના કહેવાયછે.

**ચંદેરી**—એ માળવાની સરહદ ઊપર મોટું શેહેર છે.

**રેવા**—એ રેવાની રાજધાનીનું શેહેરછે તેમાં વાઘેલા રજપૂતોનું રાજ્ય છે.

**ઉરચા અથવા તેહુરી**—એ ચંબલા નદી ઉપર મોટું દેશી રાજ્ય છે.

**બીજાં શેહેરો**—નોગાંવ, જેતપુર, નેજબુન એ ઇંગ્રેજને તાબેછે. બીજાંપર, અજેગઢ વગેરે બીજાં શેહેરોછે.

**વિશેષ હકીકત**—એ દેશ ઘણો પહાડી છે.

### ૬ રજપૂત સંસ્થાનો.

**સીમા**—ઉત્તરે સતલજ નદી અને પંજાબ ઈલાકો; દક્ષિણે ગુજરાત, પૂર્વે આગ્રા, ગ્વાલીયર અને ઇંદુર સંસ્થાન છે અને પશ્ચિમે સિંધપ્રાંત.

**પર્વત**—આબુ, અરવલ્લી તેમાં આબુ એ ઘણો શોભાયમાન ને ધર્મને માટે જાણીતોછે.

**નદીઓ**—લુણી, કાળિસિંધ, પારવતી ને બનવા.

**લુણી**—એ ૩૨૦ મૈલ લાંબી અરવલ્લીના પશ્ચિમ ભાગમાં વહી કચ્છના રણમાં ભળે છે.

**સરોવર**—ફ્રાનોદ, સાંબર, સાર.

**દેશીરાજ્ય**—૧૮ છે કે જેમાં ૧૫ રજપૂતોનાં, ૨ જાટરાજાનાંને ૧ મુસલમાની છે (૧) મેવાડ કે ઉદેપુર (૨)

મારવાડ કે જોધપુર (૩) જયપુર (૪) બુંદી (૫) બિકાનેર (૬) કોટા (૭) કિરોલી (૮) કીસનગડ (૯) જસલમીર (૧૦) અલવડ (૧૧) શિરોહી (૧૨) ડોંગરપુર (૧૩) વાંસવાડા (૧૪) પ્રતાપગડ (૧૫) ઝાલરાપટ્ટણ.

લશ્કરીકાંપ—નસીરાબાદ.

## મુખ્ય શેહેરો.

**જોધપુર**—મારવાડની રાજધાનીનું શેહેર છે તેમાં ચામડાં, હાથીદાંત, કાચનો શોભિતો સામાન, તથા સારો મોતી મેહેલ છે.

**બિકાનેર**—અહીં સાંઢણીઓ ચાલવામાં બહુ વખણાય છે.

**જસલમીર**—એમાં પુસ્તકોનો ભંડાર તથા જૈન લોકોનાં પુરાતન દેરાં છે અને અહીંના કૂવા ઘણા ઉંડા છે.

**શીરોહી**—એમાં તલવાર સારી થાય છે.

**આબુ**—એજ નામના ડુંગરપર છે; અહીંનાં દેરાં ઘણાં વખણાય છે ને તે હિંદુના ધર્મની જગ્યા છે ને તે યૂરોપીયન ને હાવા ખાવાનું ઠેકાણું છે.

**ઉદેપુર**—એ બરાસ નદી ઉપર મેવાડની રાજધાનીનું શેહેર છે ને ત્યાંના રાજા રાણા કહેવાય છે તે બધાં રાજમાં ઉંચા કુળના ગણાય છે.

**ચિતોડ**—બરાસ નદીને કાંઠે ઉદેપુરની રાજધાની હતું એમાં કુંભારાણાએ કરેલી ઇમારતોમાં કીર્તિસ્થંભ વખણાયછે.

**જયપૂર**—ચિત્ર, લોટા, બાગ, સવૈ જયસિંહજીની વેધશાળા ને સારી બાંધણીને માટે પ્રખ્યાત છે ત્યાં અમુલ્ય ખાણો નીકળે છે તેથી સોનું, રૂપું અને રત્ન બહાર મોકલાય છે.

**અલવડ**—એમાં એજંટ રહે છે તથા છતીસસાગર ના-

મનું સરોવર છે. તેને કાંઠે છત્રીશ હવેલીઓ છે.

**આજમેર**—એ ઈંગ્રેજી મુલકની રાજધાની છે.

**નસીરાબાદ**—એમાં લશ્કરી છાવણી છે.

**ડોંગરપુર**—ત્યાંની છબીઓ સારી વખણાય છે.

**ટોંક**—એ મુસલમાનની રાજધાનીછે.

**ભરતપુર**—ત્યાંની જમીન બધા કરતાં સારી વખણાયછે.

**ધોળપુર**—એ જાટરાજાનું સંસ્થાનછે.

**બીજા શેહેરો**—વાંસવાડા, પ્રતાપગઢ, જાલરાપટ્ટણ, નાગોર, બાલોત્રા, પાલી, ફિરોઝી, કીશનગડ, સુરતગડ, ભટનેર ને જાલોર.

**વિશેષહકીકત**—મારવાડી લોકો વેપારમાં ઘણા કુશળ હોય છે તેથી તે બધા દેશોમાં વેપાર કરવા જાય છે. ઢોર અને ઘેટાં પણ ઘણાં રાખે છે કારણ કે રેતાળ જમીન તેથી અનાજ પાકતું નથી પણ ઘાસ ઘણું થાય છે.

### ૭ પંજાબ.

**સીમા**—ઉત્તરે કાસ્મીર ને કારાકોરમ પર્વત, હીમાલય પર્વત ૧૫૦૦ મૈલછે ને તે દુનિયામાં સૌથી ઉંચોછે, દક્ષિણે રજપુતાના અને સતલજ નદી. પૂર્વે વાયવ્ય ખુણાના પ્રાંતો ને પશ્ચિમે સુલેમાન પર્વત.

**પર્વત**—હીમાલય, કારાકોરમ અને શીવાલીક.

**નદીઓ**—સિંધુ, જેલમ, ચીનાબ, રાવી, બીઆ, અને સતલજ.

**સિંધુ**—૧૮૦૦ મૈલ લાંબી હીમાલયના કૈલાસ શિખરમાંથી નીકળી ઉત્તર તથા નૈઋત્ય ખુણા તરફ વહી આરબી સમુદ્રને મળે છે તે ઉપરના શેહેરો લે, ઇસ્કાર્ડો, અટક, કાલાબાગ, ડેરાઇસમાલખાન, ડેરાગાજીખાન, સક્કર, બકર, રોરી, હૈદ્રાબાદ અને કરાંચી.

**ફાંટા** (મળનારી બીજી નદીઓ) (૧) જેલમ

(૨) ચિનાબ (૩) રાવી (૪) બીઆ અથવા બ્યાસ.
(૫) સતલજ અથવા ધારા (૬) કાબુલને ગોમળ.

**પંજાબ ને દુઆબ**—આ દેશમાંથી પાંચ નદીઓ વહેછે માટે એને પંજાબ કહેછે. એનો અર્થ એકે પંજ=પાંચ+ આબ=પાણી=પાંચ નદીનાં પાણી. તેવીજ રીતે પાંચ દોઆબ થયેલાછે. દો=બે + આબ = પાણી = બે પાણીની વચ્ચેનો મુલક.

સિંધુને જેલમ વચ્ચે સિંધ સાગર દોઆબ, જેલમને ચીનાબની વચ્ચે જૈચ દોઆબ, ચિનાબ ને રાવીની વચ્ચે રચનાદોઆબ, રાવીને બીઆની વચ્ચે બારીદોઆબ, બીઆ અને સતલજની વચ્ચે જાલંધર દોઆબ.

**હવા ખાવાનાં ઠેકાણાં**—શીમળા અને મરી.

**દેશી રાજ્ય**—કાસ્મીર, ભાવલપુર, પત્યાલા, ઝીંદ, નાભા, કપુરથલા, ફરીદકોટ ને કળશીઆ.

**વિભાગ**—૪ છે (૧) દિલ્લી જીલ્લો (૨) સીમલાનો પહાડી મુલક. (૩) શીખ પાસેથી મળેલો મુલક (સતલજ ને બીઆસ વચ્ચેનો મુલક) (૪) બીઆસની પશ્ચિમનો મુલક.

## મુખ્યશેહેરો.

**લાહોર**—એ રાવી નદી ઉપર રાજધાનીનું શેહેર છે, તેમાં લેફ્ટેનેટ ગવર્નર રહે છે. જહાંગીરની કબર, શાહજહાંનો બાગ, ને કોલેજ, વગેરે પ્રખ્યાત ઇમારતો છે, ને તેમાં શેતરંજી સારી થાય છે.

**અમૃતસર**—અમૃતસર નામના સરોવર ઉપરથી નામ પડેલું છે તેમાં શેતરંજીઓને કાસ્મીરી શાલ થાય છે. તથા તે શીખ લોકના ધર્મને માટે જાણીતું છે.

**મુલતાન**—ચીનાબ નદી ઉપર રેશમીને સુતરાઉ કાપડ અને શાલોને માટે જાણીતું છે.

**ગુજરાત**—એ કિલ્લાવાળું શેહેર છે.

**અટક**—એ કિલ્લાવાળું શેહેર સિંધુનદી ઉપર છે ને હિંદુ લોકો પેહેલાં ત્યાંથી આગળ જતા નહીં એ પરથી નામ પડયું છે.

**જેલમ**—જેલમ નદીને કાંઠે સીકંદર અને પોરસની લડાઇને માટે જાણીતું છે.

**પેશાવર**—ખૈબર ઘાટના નાકા ઉપર બારી જાતના ચોખાને માટે જાણીતું છે ને તેમાં ઉનનું કાપડ તથા શેતરંજીઓ બને છે.

**રાવળપીંડી**—સિંધુ અને જેલમ નદીની વચ્ચે મોટું શેહેર છે.

**સરહિંદ**—સતલજ અને જમના નદી વચ્ચે મોટું શેહેર છે.

**લુધ્યાના**—શાલો ને કાપડ થાય છે.

**સ્થાનેશ્વર**—ત્યાં આગળ શાહબુદ્દીન તથા પૃથુરાજને લડાઇ થઇ હતી.

**દિલ્લી**—એ કિલ્લાવાળું શેહેર મુસલમાની વખતની રાજધાની હતું તેમાં સુતરાઉ કાપડ, રેશમ, શાલને ઝવેરાત કામનાં કારખાનાં છે તથા હુમાયુંની કબર અને કુતુબમિનારો એવી ઈમારતો છે.

**પાણીપત**—આને કેટલાક લોક નીરદયા ધરતી કહે છે ને તે મોટી મોટી લડાઇને માટે જાણીતું છે.

**શોબ્રાઓન**—સીખ લડાઇને માટે જાણીતું છે.

**શીમળા**—હવા ખાવાનું ઠેકાણું છે ને ત્યાં ગવર્નર જનરલ હવા ખાવાને માટે જાય છે.

**ભાવલપુર**—એ નવાબને તાબે છે.

**બીજાંશેહેરો**—ડેરાઈસ્માલખાન, ડેરાગાજીખાન, મુજફ્ફરગડ, કોટક, માળીયા, વજીરાબાદ, પુતહાનકોટ, નુરપુર, પત્યાળા, રેવારી, અલીવાલ, જાળંધર, અહમદપુર, ખાનપુર, અને ઉંચ.

પૈદાશ—ઘઉં, તલ, શાકભાજી, તમાકુ, દીવેલ, મકાઇ,ડાં-
ગર, ગળી, ફટકડી, સિંધવ, અને મરડીયા કાંકરા.

### કાશ્મીર.

સીમા—ઉત્તરે કારાકોરમ પહાડ, દક્ષિણે પંજાબ ને હિમાલ-
યનો થોડો ભાગ, પૂર્વે હિમાલય પર્વત, પશ્ચિમે પંજા-
બ ને હજરેહનો મુલક.

પર્વત—હિમાલય ને કારાકોરમ.

સરોવર—વુલર.

નદીઓ—સિંધુ, જેલમ, અને સતલજ.

ભાગ—લાડક, બલીસ્તાન.

### મુખ્યશેહેરો.

શ્રીનગર—એનું બીજું નામ કાસ્મીર એ જેલમ નદી ઉપર
સાલ ને ઉનના કાપડને માટે જાણીતું છે.

લે—એ લાડક પ્રાંતની રાજધાની સિંધુને કાંઠે ઉનના વેપા-
રની મુખ્ય જગ્યા છે.

જાંમુ—એ બીજા નંબરનું શેહેર છે, ને તેના રાજાને મ-
હારાજ કહે છે.

ઇસ્કાર્ડો—એ બલિસ્તાન પ્રાંતમાં મોટું શેહેર છે.

ઇસ્લામાબાદ—એ સિંધુને કાંઠે મોટું શેહેર છે.

બીજાંશેહેરો—ચાંબા, પુંચ વિગેરે.

પૈદાશ—અનાજ, ચોખા, કેસર, ને ઘણી જાતનો મેવો,
ગુલાબનું અતર, ચામડાની બનાવેલી વસ્તુઓ.

વિશેષહકીકત—અહીંનાં હવા પાણી સારાં છે. ઠામઠામ
પાણી પુષ્કળ મળે છે. લોકો તનદુરસ્ત છે. જંગ-
લો ઘણાં છે ને શિકારી પશુ પણ છે.

### વાયવ્ય પ્રાંત.

સીમા—ઉત્તરે હિમાલય અને નેપાળ દેશ, દક્ષિણે મધ્યહિંદ-

એજન્સી, પૂર્વે બંગાળા અને પશ્ચિમે પંજાબને રજ- પુત સંસ્થાન.

**પર્વત**—હિમાલય અને શિવાલીક.

**નદીઓ**—ગંગા, જમના (યમુના) ચંબળા, બટવા, રામગંગા ગોમતી અને ગોગરા.

**ગંગા**—એનું બીજું નામ ભાગીરથી ૧૫૧૦ મૈલ લાંબી, ગંગોત્રીથી ૧૨ મૈલ ગો મુખ નામની તીર્થની જગોપાસેથી નીસરી બંગાળાના ઉપસાગરને મળે છે. તે ઉપરનાં શેહેરો હરિદ્વાર, કાનપુર, મીર્ઝાપુર. અલ્હાબાદ, કાશી, બકસર, પટણા, મોંગીર ને રાજમહાલ, **ફાંટા** ગોમતી, ઘોઘરા, ગંડકી, જમના, કૌશકી, રાપતી, ભોગવતી, રામગંગા, મહાનંદા, તિસ્દા, કર્મનાશા ને શોણ.

**યમુના**—૭૮૦ મૈલ લાંબી જમનોત્રી પર્વતમાંથી નીકળીગં- ગાનદીને મળે છે. તે ઉપરનાં શેહેરો, પાણીપત, દિલ્લી, ગોકળ મથુરા, આગ્રા, કાલ્પી ને હમીરપુર, **ફાંટા**-સિંધ, બટવા, કેણુ ને ચંબળા.

**ગોગરાઅથવાસરયુ**—૬૦૦ મૈલ લાંબી તિબેટમાંથી ની- કળી છપરા આગળ ગંગાને મળેછે. તે ઉપરનાં શેહેરો અયોધ્યા ને ગોપાળપુર. આ નદી રામાયણમાં પ્રસિદ્ધ છે.

**વિભાગ**—ત્રણછે (૧) હિમાલયમાં આવેલા પ્રદેશ (૨) ગં- ગાને જમનાની ઉત્તરનો પ્રદેશ (૩) જમનાની દક્ષિ- ણનો પ્રદેશ,

**દેશીરાજ્ય**—રામપુર ને તેહરી.

## મુખ્ય શેહેરો.

**કાશી**—એનું બીજું નામ બનારસ ગંગા નદી ઉપર હિંદુ ધર્મનું ક્ષેત્ર છે. તેમાં ઇમારતો ઘણી ને સારી છે. વળી ત્યાંનું જરીઆન કાપડ તથા અબોટીયાં ને લોટા વખણાય છે.

**અલ્લાહબાદ**—એમાં લેફટેનેંટ ગવર્નર રહે છે. ને ત્યાંઆગળ ત્રણ નદીઓનો સંગમ થવાથી ત્રીવેણી બને છે ને તે ધર્મની જગ્યા ગણાય છે. ત્યાં લશ્કર રહે છે. કલાઇની વસ્તુઓ ને માટીનાં વાસણ થાય છે.

**ગાજીપુર**—એમાં અત્તર બને છે.

**ગોરખપુર**—રાપ્તી નદી ઉપર જૈન ધર્મની જગ્યા છે ને તેની પાસે ગોરખનાથનું દેવળ છે.

**મિરજાપુર**—રૂ, રેશમ ને શેતરંજીને માટે પ્રખ્યાતછે.

**કલીંજર**—કિલ્લાવાળું શેહેર હિંદુઓના તિર્થની જગ્યા છે. ને ત્યાં દારૂખાનાથી શીરશાહ બળી મુઓ હતો.

**કાનપોર**—ગંગાને કાંઠે લશ્કરી કાંપ છે.

**આગ્રા**—જમનાને કાંઠે તાજમેહેલ વગેરે ઈમારતો નેમાટે પ્રખ્યાત છે ને તેમાં મુસલમાની ગાદી હતી. ગીંહું ને રૂના વેપારનું મથક છે.

**કનોજ**—કાળીને ગંગાના સંગમ ઉપર છે, તેમાં જૂનાંખંડેર ઘણાં છે.

**મથુરા**—કૃષ્ણની જન્મભૂમી, જમનાને કાંઠે ને તેને મુસલમાનોએ ૨૦ દિવસ સુધી લૂટયું.

**ભેરતપૂર**—કિલ્લાવાળું શેહેર છે.

**બરેલી**—રામગંગાની શાખા જુઆ નદીપર લોઢાના સામાન, ભરત ને શેતરંજીને માટે જાણીતું છે.

**મીરત**—કાળી નદીની શાખા ઉપર લશ્કરી કાંપ છે.

**હરીદ્વાર**—શિવાલીક પાહાડની તળેટીમાં ગંગાનદી ઉપરહિંદુઓના ધર્મની જગા છે, ને ત્યાં મેળા ઘણા ભરાયછે.

**બદ્રીનાથ**—હિમાળયના ઉંચા ટેકરામાં દેવસ્થાન છે. તે હિંદુનાં ચાર મોટામાં મોટાં તીર્થમાંનું એક છે.

**કેદારનાથ**—એ બદ્રીનાથની ઇશાન કોણમાં મોટું દેવળ છે.

ત્યાંની પાસે મહાપંથ નામે ધર્મની જગ્યા છે, ત્યાંથી પડી આપઘાત કરી લોકો સ્વર્ગે જવાની આશાએ મરી જાય છે.

**અલમોડા**—એ કમાઉન પ્રાંતની રાજધાની છે

**ચુનારગઢ**—એ ગંગાનદી ઉપર શેરશાહની રાજધાની હતું.

**બીજાંશેહેરો**—અજીમગઢ, કાલ્પી, ઇટાવા, શાહજહાનપુર ને ફતેગઢ.

**પેદાશ**—ઘઉં. જુવાર, બાજરી, ગળી, કસુંબો, ખાંડ, તલ, રૂ, ને સુરોખાર.

**હવાતથાવિશેષ હકીકત**—હવા ઘણી નિરોગી છે, લોકો જબરા ને હિમતવાન છે તે લોકોને આપણેઅહીં ભૈયા કે પુરબીયા કહે છે.

## અયોધ્યા.

**સીમા**—ઉત્તરે નેપાળ બાકી ત્રણે બાજુ વાયવ્ય ભણીનોઈલાકોછે.

**નદીઓ**—રામગંગા, સઇ, ગોમતીને ગોગરા અથવા સરયુ.

**વિભાગ**—ફૈજાબાદ, સિતાપુર, લખનૌ, અને રાયબરેલી.

## મુખ્ય શેહેરો.

**અલાહબાદ**—એ રાજધાનીનું શેહેર ગંગા અને જમનાના સંગમ ઉપર છે.

**અયોધ્યા**—એ પેહેલાં રાજધાનીનું શેહેર હતું પણ હાલ વાયવ્ય ઇલાકા જોડે જોડી દેવાથી અલાહબાદ થયુંછે. અયોધ્યામાં પેહેલાં સુર્યવંશી રામચંદ્રજી રાજકરતાહતા.

**લખનૌ**—તેમાં ચીફ કમીશનર રહે છે. ને તે ગોમતીના કાંઠા ઉપર ભરતને માટે પ્રખ્યાત છે, તેમાં એક ઇમામ વાડો છે.

**ફૈજાબાદ**—તે લખનૌથી ઉતરતું બીજું શેહેર છે. તેનું પેહેલાં ભરત વખણાતું હતું.

**સીતાપુર**—એ તેજ પ્રાંતનું મુખ્ય શેહેર છે, ને તેની ઉત્તરે જંગલ છે.

**બીજાંશેહેરો**—સુલતાન પુર, ને હરા.

**પેદાશ**—ધાન્ય, તલ, દીવેલ, કેરી અને મહુડાં.

## બંગાળા ઈલાકો.

**સીમા**—ઉત્તરે નેપાળ, સીકીમ, અને ભુતાન. દક્ષિણે બંગાળાનો ઉપસાગર, ઉત્તર સરકાર ને ઓઢીયા. પૂર્વે બ્રહ્મદેશને આરાકાન પશ્ચિમે મધ્યપ્રાંતો અને વાયવ્ય ભણીના પ્રાંતો.

**પર્વત**—હિમાલયનો થોડો ભાગ, રાજમહાલ, છોટા નાગપુર ને ઓઢીયાના ડુંગરો.

***મુખ્ય નદીઓ.**—ગંગા, ગોગરા અથવા સરયુ, સોન, ગંડકી, કુસી, દામોદ્રા, ભાગીરથી, વૈતરણી, હુબળી, બ્રહ્મપુત્રા, સુરમા, મહાનદી, બ્રાહ્મણી, સુરણરેખા, રૂપ નારાયણ ને તીસ્તા.

**બ્રહ્મપુત્રા.**—માનસરોવરમાંથી નીકળી પૂર્વમાં વહી દક્ષિણે આવી ગંગાને મળેછે. તેનું બીજું નામ સાંપુ એના ઉપરનાં શેહેરો જીકાદાજી, ચીતાંગ, શીવપુર, ગોહતી, ગોવળપેંડે, બીશનાથ, ને જીત્યાપુર.

**વિભાગ**—ચાર છે (૧) શુદ્ધબંગાળા (૨) ઓરીસા કે ઓઢીયા (૩) બહાર (૪) છોટાનાગપુર.

**હવાખાવાનાં ઠેકાણું**—દાર્જીલીંગ.

**દેશીરાજયો**—(૧) સિકીમ (૨) કુચ બહાર (૩) ખસ્યો, (૪) ગારો (૫) મણીપુર ને (૬) ટીપરા.

## મુખ્ય શેહેરો.

**કલકત્તા**—હુબળી નદીને કાંઠે હિંદુસ્તાનની રાજધાનીનું શેહેર

---

*તેમાંની કેટલાકની હકીકત પાછળ આવીગઇછે તેને માટે તે નદીઓ જે પ્રાંતોમાં હોય ત્યાં જોવું.

રછે તેમાં ગવર્નરજનરલ તથા લેફ્ટેનંટ ગવર્નર રહેછે. ત્યાંનો કિલ્લો ચોથા વિલિયમના નામથી ઓળખાય છે. આખા હિંદુસ્તાનમાં સર્વ શેહેરો કરતાં વસ્તીમાં પણ વધારેછે. તેમાં ૬૮૬૦૦૦ માણસની વસ્તીછે.

**ચંદ્રનગર**—ફ્રેંચ લોકોને તાબેછે.

**શ્રીરામપુર**—હુબળી નદીને જમણે કાંઠેછે. તે શેહેર ડેન્માર્કના રાજા પાસેથી વેચાતું લીધુંછે.

**ચિન્સુરા**—એમાં ઇમામવાડો તથા મોટી બરાકોછે.

**દાર્જીલીંગ**—એ સારી હવાને માટે જાણીતુંછે. ત્યાંની હવા ઘણું કરીને લંડનની હવા જેવીછે.

**મુર્શીદાબાદ**—એ ભાગીરથીને કાંઠે વેપારનું મથક છે તથા તેમાં રેશમ ને ગાલીચાનાં કારખાનાંછે.

**ઢાકા**—તેમાં મલમલ થતો હતો પણ હાલ બંધ પડયોછે.

**બુરાનપુર**—એમાં લશ્કરી કાંપછે.

**પ્લાસી**—એ લડાઇને માટે પ્રખ્યાતછે.

**બર્દવાન**—એ દામોદ્રા નદી ઉપરછે ને ત્યાંનો રાજા ઉત્તર હિંદુસ્તાનના સઘળા રાજાઓ કરતાંમોટો જમીનદારછે.

**રાણીગંજ**—એમાં કોયલાની ખાણોછે.

**બાલાસુર**—એ બંદરછે ને તે ડેન્માર્કના રાજા પાસેથી વેચાતું લીધું છે.

**કટક**—એ મહા નદી પરછે, તે પેહેલાં મરેઠાને તાબે હતું.

**જગન્નાથપુરી**—એ હિંદુઓનું મોટામાં મોટું જાત્રાનું ઠેકાણુંછે. ને તેમાં જગન્નાથજીનું દેવળ છે, તેમાં જાતિ ભેદ ગણાતો નથી.

**બહાર**—ત્યાંની જમીન ઘણી ફળદ્રુપ છે.

**કાશીમબજાર**—એમાં પેહેલાં ઇંગ્રેજોની વખારો હતી.

**પટણા**—ગંગાને કાંઠે જરીઆની કાપડને માટે પ્રખ્યાત છે.

તેમાં સુરેખાર, ગળી, ચોખા ને ખાંડનો વેપાર ચાલે છે.

**દીનાજપુર**—એમાં લશ્કરી કાંપછે.

**ગયા**—એમાં હિંદુ લોકો પીતાનું શ્રાધ કરેછે ને તેની પાસે પારસનાથના ડુંગરછે તેથી તે જૈન લોકોની ધર્મની જગ્યા ગણાયછે.

**મોંગીર**—ગંગાને કાંઠે લશ્કરી છાવણી છે તથા લોઢાનો સામાન ને હથિઆરો બનાવવાનાં કારખાનાંછે.

**ભાગલપુર**—એમાં પેહેલાંના બે મિનારા છે.

**રાજમહાલ** }
**અકબરાબાદ** } ગંગાને કાંઠે મોટું શેહેર છે.

**બક્સર**—ગંગાને કાંઠે શીરખાંની રાજધાનીનું શેહેર હતું ને ત્યાં હુમાયું ને શીરખાંની મોટી લડાઈ થઈ હતી.

**બીજાં શેહેરો**—તમલુક, મેદનીપુર, નાગોર, પાંચેત, વિરભોમ, સિગભોગ, અજારીબાગ, છપરા, હાજીપુર, દરભંગ વિગેરે.

**પેદાશ**—ચોખા, નારંગી, નાળિએર, અફીણ, શણ, ચા, રેશમ, સુરેખાર, રબર, ને કોયલા.

## આસામ.

**સીમા**—ઉત્તરે ભુતાન, દક્ષિણે તથા પશ્ચિમે બંગાળા ઈલાકો ને પૂર્વે મણીપુરનું રાજ્ય ને બ્રહ્મદેશ.

**પર્વત**—હિમાલય, ગારો, ખસ્ય, ને જીનને.

**નદીઓ**—બ્રહ્મપુત્રા, આનસ, સુવાન, શીરે, ને સુરમા.

## મુખ્ય શેહેરો.

**ગોહત્તી**—એ રાજધાનીનું શેહેર બ્રહ્મપુત્રા નદી ઉપર છે તેમાં ચા ઉંચી જાતની થાયછે.

**નવગાંવ**—બ્રહ્મપુત્રા નદી ઉપર મોટું શેહેર છે.

**સિલહટ**—એ સિલહટ પ્રાંતની રાજધાની સુરમા નદી ઉપરછે.

**બીજાં શેહેરો**—ગોવળપારા, જીલ્પાપુર, દરંગ, તેજપુર, રંગાગોરા અને જમાલપુર.

**ગારો**—એની રાજ્યધાની ચેરાપુંજી એમાં ચા, રેશમ અને રબર થાયછે.

**પેદાશ**—કોયલા, લોઢું, ચુનાના પથ્થર, રેશમનો વણાટ, ઇમારતી લાકડું, લાખ, ને રબર વિગેરે.

**વિશેષ હકીકત**—આ દેશની ભેંસો ઘણી વખાણવા લાયક છે. કાઠિયાવાડના સોરઠ પ્રાંતમાં જે ગરની ભેંસો વખણાયછે તેના કરતાં આ ભેંસો ઘણી જબરી ને દુઝણે પણ બહુ હોયછે. તથા આ દેશમાં હાથી પણ ઘણા થાય છે.

## સ્વતંત્ર દેશી રાજ્યો.

### નેપાળ.

**સીમા**—ઉત્તરે હિમાલય પર્વત. દક્ષિણે અયોધ્યા, વાયવ્ય પ્રાંત ને બંગાળાનો થોડો ભાગ. પૂર્વે સિકીમનું રાજ્ય ને બંગાળા, પશ્ચિમે કમાઉન પ્રાંત.

**પર્વત**—હિમાલયનાં શિખરો, એવેરસ્ત, ધવલગીરી, ગવરીશંકર, ને કાંચનગંગા.

**નદીઓ**—મહાનકુશી ને ત્રીશુળ ગંગા.

### મુખ્ય શેહેરો.

**ખતમંડુ**—એ ભીસ્મતી નદી ઉપર છે ને તેમાં બાધનાં દેવળ ઘણાં પ્રખ્યાત છે.

**ગુરખા**—એ ગુરખાનું મુખ્ય શેહેર છે.

**જનકપુર**—એમાં પેહેલાં મિથિલાના રાજાની રાજધાની હતું. સિતાનો બાપ જે જનક તે પણ આ શેહેરમાં થઇ ગયો એમ કહેવાય છે.

**બીજાંશેહેરો**—લલિતપટ્ટણ, ને અમરાપુર.

પેદાશ—ધાતુની ખાણો ઘણી છે.

## ભુતાન.

આ રાજ પહાડી છે તેનું મુખ્ય શેહેર ટયાસીટયુડીયન છે. તેમાં બૌધ ધર્મ માનનારની સંખ્યા ઘણી છે. બૌધના ધર્મ ગુરૂઓ લોકો ઉપર જુલમ ગુજારે છે. દેશ પહાડી હોવાથી વધારે જાણવા લાયક હકીકત નથી.

## સિલોન, સિંહલદ્વીપ યા લંકા.

એની ચારે બાજુ પાણી છે તેથી બેટ કહેવાય છે.

પર્વત—પેંદ્રાતાલાગાલા, એડમીયોને આદમની ટેકરી.

મુખ્ય નદીઓ—મહાવેલી ગંગા, કાવાની ગંગા નેકાળીગંગા.

બેટ—ગનાર અને રામેશ્વર.

## મુખ્ય શેહેરો.

કોલંબો—પશ્ચિમ કાંઠે બંદર છે ને તે ઈંગ્રેજ સરકારની રાજધાનીનું શેહેર છે.

પાઇન્ટડીગાલ—એ મોટામાં મોટું બંદર છે તેમાં યુરોપ, મુંબઇ, કલકત્તા, ચીન, ને આસ્ટ્રેલિઆની આગબોટો તથા વહાણો આવે છે.

ત્રિંકોમાલી—એ કિલ્લાબંધી શેહેર છે.

કાંડી—એ જુનું રાજધાનીનું શેહેર હતું ને ત્યાંથી કોલંબો સુધી રેલવે છે.

પોઈન્ટપેડ્રો—એ ઉત્તર કાંઠે બંદર છે.

બીજાંશેહેરો—દંદરહેડ, કલતુરા, કાલપેટીંગ, એરીપો, ને અનુરાધાપુર.

એરીપો—એ આખી દુનિયામાં સૌથી મોટી મોતી કાઢવાની જગ્યા છે.

પેદાશ—તેજાનો, ખુન, સોપારી, તમાકુ, તાડ, રત્ન, સિંધવ, ને હાથીદાંત.

વિશેષહકીકત—ઘણા લોકો એમ કહે છે કે લંકા જવાતું નથી પણ તે ખોટું છે. રામેશ્વરથી સીધું જવાતું નથી એનું કારણ એમ છે કે તેની વચ્ચેના દરિયામાં ખડકને ખરાબા ઘણા છે. બાકી ફરીને કોલંબોથી જવાય છે. આ દેશમાં ધોળા હાથીનાં ટોળે ટોળાં ફરતાં ફરે છે.

## હિંદુસ્તાનના મુખ્ય પર્વતો.

હીમાલય, કારાકોરમ, શીવાલીક, આબુ, અરવલ્લી, નીલગીરી, પશ્ચિમઘાટ કે સીંહાદ્રી, પૂર્વઘાટ, વિંધ્યાચળ, સાતપુડો, રાજમહાલ, અમરકંટક, ગિરનાર ને શેત્રુંજો.

## હિંદુસ્તાનની મુખ્ય નદીઓ.

સિંધુ, બ્રહ્મપુત્રા, જેલમ, ગંગા, ગોદાવરી, નર્મદા, કૃષ્ણા, મહા, કાવેરી, તાપી, સતલજ, બ્રહ્માણી, પન્નાર, મહી, વૈતરણી, ગોગરા અથવા સરયું, લુણી, સુવર્ણરેખા, સાબરમતિ અને બનાસ.

## મુખ્ય સરોવર.

પાલીકેટ, ચીલકા, કોલર, સાંભર, સાર, ને વુલર.

## મુખ્ય બેટ.

સકોદર, દીવ, વસઇ, સાષ્ટી, મુંબઇ, લક્ષદ્વીપ, માલદ્વીપ. સીંહલદ્વીપ, એન્ડેમાન, નિકોબાર, રામરી, ને ચેદુબા.

## મુખ્ય અખાત તથા ઉપસાગર.

કચ્છ, ખંભાત, મનાર ને બંગાળાનો.

## ભૂશિર.

મંજ, જગતપોઇંટ, રામાસ, કન્યાકુમારી, પોઇંટપેદ્રો, ને નીગ્રેસ.

રણ.

કચ્છ, સિંધ; મારવાડ.

## જાત્રાનાં ઠેકાણાં.

દ્વારકાં, નાશિક, રામનાથ; જગન્નાથપુરી, બદ્રીનાથ, કેદારનાથ, હરિદ્વાર, કાશી, અલાહબાદ(પ્રયાગ).ગયા, સિધપુર, શ્રીનાથજી, રેવાજી, ગોકુળમથુરા, ઉજ્જન. આબુ, ગિરનાર, શેત્રુંજો, ડાકોર વિગેરે.

## હુવાખાવાનાં ઠેકાણાં,

નીલગીરી, શમલા, દાર્જીલીંગ, ઉત્તકમંડ, ડીંડીગલ, મરી મહાબળેશ્વર, આબુ, બાલાચઢો, ને ગોપનાથ.

## લશ્કરી કાંપ.

સીકંદરાબાદ, જાલના, કામટી, નીમચ, ઇલીચપુર, માહુ. નશીરાબાદ, કાનપુર, મીરત, મોંગીર, ડીસા, વડોદરા, સાદ્રા ને રાજકોટ.

## રૂનાં ઠેકાણાં.

રાધનપુર, ધોળેરા, હુબળી. ધારવાડ, સદાશીવગઢ, કોઇમતુર, ઉમરાવતી. હીંગણઘાટ ને બલારી.

## હિંદુસ્તાનનાં ચાર પ્રકારનાં રાજયો.

(૧) ઇંગ્રેજ સરકારનું ખાલસા (૨) દેશીરાજયએટલે ખંડણી આપનાર (૩) દેશીરાજય સ્વતંત્ર [૪]પરદેશીસ્વતંત્ર.

## દેશી રાજય.

કાશ્મીર, સિકીમ, †રજપુતસ્તાન, ભાવલપુર, ભોપાળ, સિંધીયા (ગ્વાલીયર). ઇંદોર, વડોદરા, નીજામ, કોલાપુર, સાવંતવાડી, મ્હૈસુર, ત્રાવણકોર, કોચીન, પોદુકોટ, તેહરી, તરી, ને રામપુર.

---

† આને માટે રજપુતસ્થાનનાં ૧૮ રાજય જોવાં.

### દેશી સ્વતંત્ર.

નેપાળ ને ભુતાન.

### પરદેશી સ્વતંત્ર,

પોર્તુગાલને તાબે—દીવ, દમણ ને ગોવે.

ફ્રેન્ચનેતાબે—પોંદીચરી, કારોકલ, માહી,ચંદ્રનગર,ને યાનાન.

### મુખ્ય બંદર.

કલકત્તા, મતલા, ચિતાગાંગ, કટક, જગન્નાથપુરી,વિશાગાપટ્ટણ, કોકણાદ, મચ્લીપટ્ટણ, મદ્રાસ. નેગાપટ્ટણ,તુતુકોરીન, કોચીન, કાલીકટ, તલીચેરી, કાનાનુર, મંગલુર, મુંબઈ, દીવ, માંડવી ને કરાંચી

### મુખ્ય સમુદ્ર.

હિંદીમહાસાગર ને આરબીસમુદ્ર.



